# ઉદ્દેશ.

યુ. ઈ. ઢેઢી કલમે લખાયેલી

આ પુસ્તિકાનો હેતુ ખાસ કરીને કુતીયાણા મેમણ કોમમાં ઘર કરી બેઠેલા, કુરિવાજોનો નાશ કરવાના અને કોમમાં રિવાજોના નામે નાણાં, વખત અને ઇજ્જતની થતી બરબાદીને અટકાવવાનો છે.

એક મેમણ જેવી મહાન મુસ્લિમ કોમ, કે જે પોતાના વેપાર અને સાહસ માટે દેશભરમાં પોતાનું અનોખું સ્થાન ધરાવે છે તે કોમ માટે આવા અણછાજતા અને અણઘટતા રિવાજો શરમજનક અને અણ ઇસ્લામી છે. અને તે રિવાજોને લઈ, બીજી કોમ આપણી મશ્કરી અને હાંસી કરે છે હજી પણ મોકો છે અને હજી વખત પણ છે જેથી ફરી આપણે આપણી કોમની પુનઃરચના કરીએ નહિ તો આપણી થનારી ઓલાદ આપણી ઉપર લાનત સિવાય બીજુ કંઈ નહિ મોકલે.

અંતમાં આપ સૌ બહેનો માતાઓ, ભાઈઓ અને વડીલોને નમ્ર ગુજારિશ છે, કે તેઓ આ પુસ્તિકા વાંચી તેના ઉપર અમલ કરી કરાવી અને કોમની ટકરાતી નાવને પાર લગાવે અંતમાં કુતીયાણા મેમણ કોમ માટે આ પુસ્તિકા તૈયાર કરી આપવા માટે જનાબ **ઇબ્રાહીમ નુરમહમદ** ને મુબારકબાદ

ખાદિમે કોમ

**કુતીયાણા** **નુરુલ ઇસ્લામ કોઈમ્બતુર**

# વિશેષ વિનંતી

**મુસ્લિમ બ્હેનો !**

આ પુસ્તિકા વાંચી ભડકશો નહિ. હું તમને માનપુર્વક ખાત્રી આપુ છું કે આખા પુસ્તિકામાં એક પણ લીટી આપને અયોગ્ય કે અવિચારી માલુમ પડશે. નહિ આ સંસારી ચિત્રની કિમતનો તોલ કરતાં તેની ખામીઓનો નજર અંદાઝ કરશો માત્ર સંગીન શબ્દતોનો નકકર માવો જે આ લખાણની સુંદરતાનો મૂળભેદ છે તેજ શોધવા અને સાર ગ્રહણ કરવાનો હું આપને આગ્રહ કરૂ છું. આ લખાણના અક્ષરે અક્ષરમાં રહેલી સદભાવનાનો સ્વિકાર કરજો અને ખાત્રી રાખજો કે મેમણ સંસારની ખામીઓ તરફ આંગળી ચીંધવાની મારી નેમ માત્ર આપણી આવકારદાયક ખુબીઓ ખીલવવા કાજેજ છે,

બ્હેનો ! તમારામાં ગોહરો છુપાયલા છે પરતુ તેમના મુલ્ય આંકનારાઓ નથી. તમે ઈન્સાની ઝીન્દગીને પરમ સુખમાં ફેરવી નાખનાર પનોતી દેવીઓ છો.

આટલી વિનંતી પછી હું તમને આગ્રહ કરીશ કે,

ઉઘાડો આ પુસ્તક મન દઈને, ફેરવો તેના પાના, ખુલ્લા દિલથી, અને તોલ કરો તેનો અપક્ષપાતી તરીકે, અને તેમ કરતાં તમોને જે આપણા સમાજ જીવનમાં કંઈક કઢંગુ કે આમાંનું બધું જણાય તો તેને સુધારવાની કોશિશ કરશો.

આ પુસ્તક પ્રગટ કરવાનો હેતુજ આપણામાંના કઢંગા રિવાજોને દૂર કરવાનો છે. દરેક બ્હેનો શાંત દિલ અને ઠંડા દિમાગથી તેનું મનન કરે એવી ઉમેદ અને નેક અંજામની આશા રાખતો.

આપનો નમ્ર સેવક

**યુ. ઈ. ઢેઢી**



# સુધારાનું શિખર

## ખોટા રિવાજો દુર કરો

ચાલ ચલની ચાહિયે દુનીયાકા ચકર દેખકર
ખુદ કુવે મે કોઇ ગિર સકતા હય કયુંકર દેખકર

**ચશ્મ ઝરા બેતાબીએ દિલ બયઠ જાને દે મુઝેહ**
**અબર ઈસ બસ્તીપે ચારઆસુ ગિરાને દે મુઝેહ**

**બ્હેનો !** આ પુસ્તિકા પ્રગટ કરવાનું કારણ એજ છે કે —"આપણામાં ખોટા રિત-રિવાજો ઘુસી ગયા છે, તથા નવા નવા રિત-રિવાજો વધતા જાય છે તેને અટકાવવા."

(૪)

આપણી ભાઈબંધ કોમો પોત પોતાના ખામીવાળા કુરિવાજોને તિલાંજલી આપી સુખી જિન્દગી બસર કરે છે એક આપણેજ છીએ કે ખોટા રિવાજો પાછળ ઘસડાઈ નાંણાંની બરબાદી કરી દુઃખી થઈ રહ્યા છીએ, છતાંય એ નાશ કારક કુરિવાજોને છોડતા નથી.

જન્મથી લગાવી છેક મરણ સુધીના કુરિવાજો ઉપર નઝર નાંખો તો તેમાં આપણને કીમતી વખત અને નાણાંની બરબાદીજ જોવામાં આવશે એટલુંજ નહિ પણ એ રિવાજો ઉપર ધ્યાનથી વિચાર કરશો તો આપણા બદનમાં અંગાર લાગી જશે, કે આપણે કઇ નાશકારક દિશાએ ઘસડાઈ ગયા છીએ. અને એ રિવાજોને ઉત્તેજન આપનારાઓ ઉપર અંતઃકરણમાંથી ધિક્કાર અને લાઅનત વરસાવશો,

લ્હાવા હોંસ અને હુકમ પાછળ ગાંડા બની ટી. બી જેવી ચેપી બીમારીની માફક આપણે એ લાલચોને વળગી પડેલ છીએ. એ લ્હાવાની અંગારે આપણા સંસારને સળગાવી દીધાં છે. આપણને દુખી અને બરબાદ કર્યા છે, કયાંય ના રાખેલ નથી એ લ્હાવા-છાવાથી હાલબેહાલ બની શરમ જનક ઝિંદગી ગુંજારી રહ્યા છીએ, છતાં એ ધિક્કાર પાત્ર રસમોને વળગી રહ્યા છીએ.

આપણા સડેલા સંસાર ઉપર ઢેડ અને ભંગીઓ તેમજ બીજી અન્ય ઉતરતી કોમો પણ આપણા આવા રિવાજોની ઠઠ્ઠા મશ્કરી ઉડાવે છે, એ સિવાય આપણે ત્યાંજ કામકરના- રીઓ તેમજ પાણી ભરનારીઓ કે જે આપણી સાથે રાત દિવસ બેસનારીઓ છે, તે પણ કુરિવાજોને તરફ નફરતની નજરથી જુએ છે, આવી રીતે આપણાજ પૈસાથી આપણાજ હાથોથી આપણીજ ઠઠ્ઠા મશ્કરી કરાવવી છતાંય આપણી આબરૂની પરવા આપણને છેજ ક્યાં? આપણા દિલ મુડદાલ બની ગયાં છે, મરી ગયાં છે.

આપણે ત્યાં બચ્ચું પયદા થાય છે, તે વખતે પણ કેટલા ખર્ચા કરાય છે. નણંદ અને સાસુ તથા સગાં વ્હાલાને મુગા અને સાકરના પડીકાં અપાય છે ફકત નામ રાખવાની ક્રિયા કરવામાંજ રૂા. ૫૦ થી ૧૦૦ બરબાદ થાય છે.

ખડી વખતે પણ ૧૦૦ થી ૧૫૦ રૂપીઆની પાયમાલી થાય છે, બચ્ચાનું બારાણું કરવામાં અરસ પરસ બસો બસે રૂા. ખર્ચાય છે. એ બધું શા માટે? બચ્ચાં માટે સારા બે બે ચાર ચાર ખમીસ બચ્ચાની દાદી સિવરાવીને પહેરાવે તે ન ચાલે? ખુદા ના ખારતા એ બાળક ગુજરી ગયું તો તે બારાણું શું કામનું? તેના મરણ બાદ ચુકતે અલ્લાહ વાસ્તે આપી દેવાના બનાવ કેટલાય બની ચુક્યા છે. વળી એ બારાણું

જોઇને દાઝ થાય કે નહિ ?

બારિયા ઉતરતી વખતે પણ એજ મુઝા અને પુડિકાની ઉડમ ઉડા. ખાવાની દેગો ચઢે અને આખા ગામમાં ગફાર્બીયો વ્હેંચાય.

ન ખાવિન્દની હાલતનો વિચાર ન બાઇ-બાપની કમાણીની ગણત્રી ! ઘરનો મર્દ પોતાનું પુરૂં કેવી રીતે કરશે, કોના પાસેથી ઉધાર લેશે, ક્યાં માંગવા જશે, કેવી રીતે ઝીન્દગી બસર કરશે. કેવી કેવી ખતરનાક અને ભયંકર બોઝબવર્ણી જેવી હાલતમાં કમાણીઓ કરે છે એનો ખ્યાલ મુદ્દલ હોતે નથી. અને ખુદાના ભારના જેવા ઉપર ઘરનો દારોમદારજે તે માણસ ઓચિંતો કમાનો બંધ થાય નોકરીથી ઉતરી જાય, બિમાર પડે યા ગુજરી જાય તો કુટુમ્બની કેવી કઢંગી હાલત થાય અને કેવું ઝિલ્લત ભર્યું જીવન ગુજારવું પડે એનો કંઈ વિચાર છે ?

વરસ દહાડે બે બે અણુત્રણ હજાર કમાનાર જ્યારે ગુજરી જાય છે, તો તેના સિવાકામાંજ શાડ બોલે છેકે, અલ્લાહના દીધેલા બેબે બચ્ચાં છે. બાયડી છે ઘરમાં કાંઈ નથી, કાપડિયો આટલા માગે છે, ને તે આટલા. બિચારી બાયડી વલવલે છે, છોકરાં ટળવળે છે, ભાડાવાળા ઓટોખાય છે, બિચારી અવરત અને બચ્ચાંઓનું શું થશે ?

લ્હાવામાં આગળ પાછળનો વિચાર કર્યા વગર બને તેટલું ઉડાવી નાખીએ ખોટી શરમ ખાતિર બાવા બની જઈએ. અને નબળો વખત આવે ત્યારે રડી રડીને આંખ્યો દુખાવ્યે. એ કરતાં પહેલાંથીજ સાફાઈથી વરતીએ તો ?

બારિયા બાદ આવે સુન્નતનો લ્હાવો. ભલા આવો સારો મોંકો કોણ હાથથી જવા દે ! તે વખતે પણ મુળા-ચુડાની લેવડ-દેવડ અને એજ સોપારી, ફુડીકાની મારામારી. ચહાની દેગો અને કબાબ, સમોસા, ગાજરનો હલવો અને ખીર ખુરમાની ધમાલ સારા ટાણે નહિ ઉડાવ્યે તો પછી ઉડાવીશું કયાંર ભયેને પછી કસબ યા જમાતના ખયરાતી મહીનાઓ ઉપર નભવું પડે અને ધર્માદા બાજરા ખાવા પડે.

સુન્નત પતી ગયા બાદ આવી નાતરાની ટેમ. કહેવાય છે કે છોકરાનું મોઢું તો માદણામાં જોવાય છે, પણ વહુનું મોઢું જોવાની ટેમ તો ખુદા માંડ માંડ દેખાડે છે. એટલે આવી મોંઘવારીના જમાનામાં પણ મનમાનતું ન ખરચીએ તો ચાલેજ કેમ ?

બરસ પરસ બન્ને પક્ષો પેટ ભરી તે વખતે નાણાં ઉડાવે છે, પચીસ પચીસ અને પચાસ પચાસ મૂળા દસ દસ અને વીસ વીસ સાકરના પડીકા, ચહા, સરબત, સોડા કાપી અને ખીરખુરમાની ધમાધમી દેગ અને પળાની ધમાલ.

કોણ જુએ છે જમાતના ભારા કે ઘરની હાલત ? એક રાંડીરાંડ બાઈ પણ પોતાનું નામ કાઢવા અને નાક રાખવા ઉડાવપણાના છેલ્લે પાટલે જઈ બેસે છે

એનો બાપ થોડો હયાત છે કે મ્હારા છોકરા છોકરીના લ્હાવા પૂરા કરશે. એનો બાપ નથી તો કંઈ મુંઝાવાનું નથી હું છુંના સાત બાપ જેવી ? બે હેલ પાણીની વધારે ભરી લઈશ અને બે ઘરનું વધુ કામ કરી લઈશ પણ મારા બચ્ચાં એનાં ટાણાં તો આબરૂદારને છાજે તેવી રીતે ઉકેલીશ !

અચ્છા. એ તો થયા બધા સારા ટાણાંપ. મરણ વખતની ક્રિયાઓ તો જુઓ ! કોઈ મરણ થયું કે સગાંવ્હાલાં તરફથી કુનીઓ આવે. ત્રણ દિવસ સુધી ખીચડીઓ ખવાય જારતની વખતે અકની જર્દાના જમણાં થાય. દસમ વખતે અકની અને મીઠાઈઓ ખવાય ચીસમા વખતે પણ એવુંજ બને અને હદ તો થાય છે ઘડો ભરતી વખતે, સડેલી યા ગળેલી કોઇ લાણુ બાકી ન રહે. એ સીવાય સોજીના સીરા ટીકડીઓ, ચિલ્વા કબાબ, સમોસા, વડા, ગુલગુલા વિગેરે તઇયાર કરાય છે. ખુદાની કુદરત તો જુઓ કે આંખમાંથી લોહીના આંસુ ઝરી હોય અને મોઢામાં સોજીના સિરા અને કબાબ, સમોસા પડતા હોય, આતે મર્હુમ પાછળ ગમી કે ખુશી ?

ઘરમાં જવાન મોત નિપજ્યુ હોય અને આપણને આવા મલિદા સુઝે ? આવા ખાવા ભાવે ?

મરણ પાછળના આવા જમણો જોઇનેજ મર્હુમ અક્બર ઇલ્હાબાદીએ ઠીક કહ્યું છે કે–

બતાઉં મરને કે બાદ કયા હોગા
પુલાવ ખાયેંગે અહેબાબ ફાતેહા હોગા.

બ્હેનો ! હું સાફ સાફ જણાવું છું કે આ ખાણું પીણું ઈસ્લામ મઝહબથી ખિલાફ છે. અલ્લાહ અને તેના પ્યારા રસુલ (સ. અ વ) નારાઝ થાય છે. અને મર્હુમની રૂહ પણ નાખુશ થાય છે. આટલી બધી મઝહબ વિરૂદ્ધની ધમ લો[illegible] કરવા કરતાં આપણે પોતે જે જાણતા હોઇએ પઢી મર્હુમને બખ્શવું જોઈએ એમ કરવાથી સવાબ મળે છે ખુદા ખુશ થાય છે.

એક બીજાની દેખાદેખી લખ-લુટ ખર્ચાઓ કરવા છતાંય આપણા સંસારતો બગડેલાજ રહે છે, એક બીજા ઉપર વિશ્વાસ નથી. અરસપરસ સહનશકિતનો પણ અભાવ છે. વાતવાતમાં રિસામણા, નજીવી બાબતમાં કજીયા કંકાસ અને નજીવા ઝગડા અને મોટું રૂપ આપી જમાતે અને કોર્ટે ચઢવાનો ચસ્કો લાગી ગયો છે. એક બીજાની બે ઇજ્જતી કરવાનો ફક્ર સમજી બેસેલ છીએ, વેવાઇ-વેલાની અને આપસની

જાતો કુવે અને તળાવે, મચ્છીપીઠે અને મારકીટે ચૌટે અને ચકલે કરતાં અચકાતા નથી. કુતરાઓ એક બીજા સામે ઘુરકાઘુરકી કરે છે, આબાદ એવીજ હાલત આપણી છે. આપણા સંસાર કુત્તાકુત્તી જેવાં બની ગયા છે.

ધણી કયાંય પડ્યો હોય. અવરત કયાંય પડી હોય બચ્ચાંઓ કયાંય રખડતા હોય, તોબા તોબા એ કઇ સંસાર છે! ખુદા ના કરે એવી કોઇની ખાનાખરાબી અને એવી જુદાઇ-રીસામણામાંજ અવરતોના મરણ થાય છે. મર્દ ઝુરીને મરે છે. બચ્ચાંઓ માબાપ વીહોણા બની દયામણી હાલતે ગુજરે છે તોય આપણને આપણી હાલત સુધારવાના વિચાર કયારે સુઝશી ?

કયાંક ધરતીકંપ રુપે ખુદાનો કહેર નાઝિલ થાય છે તો કયાંક વટોળીયા રૂપે. તો કયાંક પાણીના પુર રૂપે તો કયાંક પહાડ ફાટીને કહેરે-ખુદા નાઝીલ થાય છે, પણ બાટવામાં તો સંસારિક અણબનાવની સુરતમાં બલાએ નાગહાં નાઝિલ થઇ છે અને ખરૂં તો એ બલા નજર નોત્રી આવી નથી. પણ આપણે બાખુશી દઅવત આપી ધામધુમથી તેડાવેલ છે. કારણકે આપણને સંસારિક સુખ જોઇતું નથી, સુખે બેસવું નથી. કોઇને સુખે બેસવા દેવું પણ નથી.

હવે વધારે વખત આવા રેઢિયાળ સંસારને ન નભાવ

તો મારૂં. સુધરવાની કોશિષ કરશું તો ઈન્શાઅલ્લાહ જરૂર સુધરી જઇશું.

તાવીજ, દોરા, ધાગા અને પલીતામાં પણ આપણે બહુજ ઊંડા ઉતરી ગયાં છીએ. એ તાવીજ, દોરા, ધાગા, અને પલીતાંનું બ્યાન કરતા કંપારી છુટે છે. રૂવે રૂવાં ઊભા થઈ જાય છે, આંખમાંથી આંસુ સરી પડે છે.

ખાવિંદને કબ્જે કરવા અવરત ગંડા. દોરા, ધાગા કરાવે, નણંદને કબજે કરવા જોઆઈ છુમંતર કરાવે દેરાણીને જેઠાણી અને જેઠાણીને તાબે કરવા દેરાણી એનો ઉપયોગ કરે, સાસુને બિલ્લી બનાવવા પણ એનોજ આધાર લે. એ ગંદા ધંધા માટે આપણે જ્યાં ત્યાં ભટકીએ. નીચથી નીચના ઘરે એ માટે જઇએ. પોતાનું અવરતપણું ભુલી જઇએ પૈસાનું પાણી કરીએ. ઇજ્જતનું લીલામ કરીએ, બદનામ થઇએ. એ પછવાડે બાવરી બનીએ, પોતે દુઃખી થઈ બીજાને દુઃખી કરીએ, છતાંય કામણ કરાવવાના કલંકિત કામને ન ત્યાગીએ.

કામણ કરાવી કેટલાકને કબજે કરી લીધા ? ઉલ્ટાન અસંખ્ય સંસાર સળગી ઉઠ્યા છે કો'ક ગાંડી થઈ ગઇ છે, તો કો'ક ઘેલો બની ગયો છે કો'ક મુવો છે, તો કો'ક ખુવાર થઈ ગયો છે,

એક મુસલમાનને આવા કલકટ ધંધા શોભે ? કબજે કર-

વાના અને મીઠાશ મુહબ્બત વધારવાના ખરા હથિયાર તો સારી વર્તણુંક અને હળીમળીને રહેવું એ છે નકે કામણ?

આપણામાં બીમારીઓ જુઓ ! કોઇ ઘર બિમારીથી ખાલી છે ? અને બિમારી પણ કેવી। ખુદા રહેમ કરે જીવ-લેણુ અને નાણાંખાઉ બિમારીઓ. આવા ચેપી રોગ ૧૦-૧૫ વર્ષ પહેલાં જોયાં હતાં ? આવી દીલ કંપાવનારી બિમારીઓ ક્યાંય સાંભળી હતી ? એ બધુંય આપણા કરતુતોના પરિણામ રૂપ છે.

હસદ, અદેખાઇ, ગિલા-ગિબત અને ટંટા ફસાદ એ આપણા મુખ્ય ધંધા છે એ ધધામાં પુરેપુરી ખોટ જોઇ લીધા પછી પણ એને તજી દેતા નથી.

જેમે તેવા સોના-ચાંદીના દાગીન પહેરી અને જરીઝીકના ઝુમડાં પહેરી ઓઢી ચાલી આવતી બેમણુપાણીને જુઓ. સાવ પીળી હલદી જેવી, કબ્રમાંથી કોઇએ ખેંચી કાઢી હોય એવી મુડદા જેવી, ન બદનમાં તાકાત ન ચહેરાપર રવનક.

સોના ચાંદી અને જરીઝીક અગર સુખના સાધન ગણાતા હોય તો પછી આવી બગડેલી હાલત કેમ ? ખરૂ સુખ સાદાઇમાં છે, ચાંદી, સોના અને જરીઝીકમાં નથી

ઓવરતને કદાચ ઝિન્દગીમાં મોટામાં મોટું મેણું હોય તો તે તલાકનુંજ હોય છે. કોઇ ઓવરત સીધી ના ચાલે તો

" તને તલાક આપી દઈશ " એમ મર્દ કહે કે તુર્ત અવ-રતનું દિલ કંપી જાય, આંખે અંધારા આવવા માંડે અને પોતાની ઝીન્દગી બરબાદ ન થાય એ ઇરાદે પોતાની આદત સુધારે. પણ તલાકનું મેણું બાંટવામાં તો રહ્યુંજ નથી. એ તો એક અનેક રસ્તાઓની માફક રિવાજ થઇ ગયો છે. તલાક સાધારણ વાત થઈ ગઈ છે.

કોઈ તકરાર ફસાદમાં મુતલ્લકા તલાક ખાધેલી અવરતને તલાકડીનું મેણું મારતાં, તો તે શર્મના મારે પાણી પાણી થઈ જતી, થોડા દહાડા સુધી કોઈને મોઢું સુખ્ખાં બતાવતી નહિ. એ શર્મ હયા અને સ્વમાનના ઝમાનની વાત હતી. એ વાત તો ગઈ ગુજરી થઇ છે. હવે તો શર્મ હયા અને સ્વ-માન વરાળ થઇ ગયાં છે. તલાક બચ્ચાંઓનો ખેલ બની ગઈ છે. કોઇપણ અવરતનો વિચાર ધણી સાથે રહી સુખી ઝિન્દગી ગુઝારવાનો નથી. ધણી તે કયા હિસાબમાં ! તેને પુછયા ગાછયા વિના છોકરા છોકરીના નાતરા વિવાહ પણ અવરતો કરી દીએ છે એમાં તે વળી ધણીને શું પુછવું ? અવરત મર્દમાં જરા જેટ । ઝઘડો થયો હોય કે તેની અફવા આખા ગામમાં પ્રસારવામાં આવે નાકે ઝાંપે તેનીજ ચર્ચા ચલાવે તુર્ત અવરત તેના માવતરે રિસામણે બેસે મા-બાપ. ભાઇ

બ્હેન સમાવહાલા વિગેરે છોકરીને સમજાવવાના બદલે અવર ઊલટું ચડાવે, અને રીસામણાની મડાગાંઠ વધુ મજબુત બને છોકરા પક્ષ તરફથી મનામણા માટે આવે, આવંદા એવું નહિ બને તેની ખાત્રીઓ આપે, છતાંય અવરનપક્ષ મક્કમ રહે અને ધા-ધડક વગર અચકાયે કહી દીએ કે તલાક કાલે આપતા હો તો આજેજ આપી દીયોને ! આવા અણુઘટતા બોલોથી વાત વધી પડે.

બિચારા ધણી દુ:ખે પરદેશ બેડી ૧૦ યા ૨૦ મહીને દેશમાં આવ્યો હોય; પરદેશની તકલીફ વેઠી દેશમાં આરામ કરવા પણ અત્રે તો બેગમ સાહિબા રિસાઇ બેઠા હોય પછી જયાં ત્યાં ૨-૩ મહીના પસાર કરી નિરાશ થઇ પાછો પરદેશ સિધારે બિચારા મર્દના નશીબમાં તો ગધેડાની જેમ કમાવાનં અને કુતરાની જેમ ખાવાનુંજ લખ્યું હોય છે નહિતર આવું તે હોય ?

પાછો તે ધણી દેશમાં આવે તો જેને હક નિકાહની અવરત કહે છે,તે તો ઘરે હોયજ નહિ. પોતાના માવતરે મોજ માણતી હોય છે. એટલે ફરી ભાઈ તરફથી કોઇ તેડવા જાય તેને ન સાંભળી શકાય એવા બોલો. બોલે ચડત ખોરાકી પોશાકી માગે, ધણીની રજા અને હાસનનો વિચાર કર્યાં વિના

રાજકોટ, જુનાગઢ, જેતપુર જામનગર યા પોરબંદર દવા માટે ગયા હોય તેના બીલોની ઉઘરાણી કરે. મીરાંદાતાર ધણુ ફુલીયા ખખાવી બામણાસેર, બલસામ, ઝુણેજ વિગેરે ઠેકાણે હવાફેર માટે લઈ ગયા હોય તેના ખર્ચા માગે, એ બધાં નાણાં ભરી જાઓ, આકરીને કંઇપણ નહિ કહેવું તેની જામી નગીરી આપો. અને તે પછી તેડી જાઓ. એવા ફરમાન છુટે અને એ નાણાં ચુકવી દીધાં છતાંય આને બાને રીસામણે તો બેસીજ જાય.

આવા કટાળાજનક આફતરુપ સંસાર ક્યાંય દીઠા છે ? તુર્તના પરણેલાના સંસાર સળગે છે. પણ ૧૦–૧૦ ૨૦–૨૦ અને ૩૦–૩૦ વર્ષના જુના ઘરસંસાર પણ તુટી પડયા છે. વેવાઇ-વેલાની ધણીઆણીઓ પણ તલાક બાધેલ છે તેનું શું? કેવી દર્દનાક ઘટના કેવી કરૂણાજનક હાલત ?

બાળકીઓને દેખો ! તેણીઓ પણ માઝા મુકતી જાય છે. ધડધડ મા–બાપને તોછડાઇ ભર્યા સ્હામા જવાબ આપે છે, પોતાની મરજી પ્રમાણે વર્તે છે આટલી નાની ઉમરમાં જયારે મા બાપને ઠેબે ચઢાવે છે. ત્યારે મોટી ઉમરે પરણ્યા પછી એ ધણી સાસુ અને નણંદના કબજામાં રહેજ ક્યાંથી સાચી રીતે ઘરસંસાર ચલાવેજ કેમ ! કહેવત છે ને ? "પોપટ

બોલે ખરના વાગુરિ" જ્યાં માતા પિતાના કુત્તા-કુત્તી જેવા અવતાર હોય ત્યાં બાળક-બાળકીના સારા લક્ષણની આશા રખાય શી રીતે !

ખુદાવંદ આપણું બધાયને નેક હિદાયત આપે આમીન

**હર દર્દમન્દ દિલકો રોના મેરા રૂલાદે**
**બેહોશ જો પડે હૈં શાયદ ઉન્હેં જગાદે**

-ઈકબાલ-



આ મોગરી વતન પ્રી. પ્રેસ કાલુપુર-બલુચાવાડ-અહમદાબાદમાં મી. **હુસેનખાન જે. બબરૂએ** છાપી અને મી. **ઈબ્રાહીમ નુરમહમદે** ખાઈરપુર (હ. સિંદ) થી પ્રગટ કરી.